# મુક્તિફોજનાં

## ગીતો.

મુ

મુંબઈમધે:

એજયુકેશન સોસાયટીના છાપખાનામાં છાપ્યું છે.

સને
૧૮૮૪.

કીમત અરધો આનો.

# મુક્તિ ફોજનાં



## ગીતો.



મુંબઈમધે

એજયુકેશન સોસાયટીના છાપખાનામાં છાપ્યું છે.

---

સને

૧૮૮૪.

# અનુક્રમણિકા.

# અનુક્રમણિકા.

# મુક્તિ ફોજનાં

## ગીતો.

૧. ફોજ હમારી તઈઆર થાસે તે દાહાડે.
પાપીઓ તમે શું કરશો તે દાહાડે.
રો રો કેટલું તમે કરશો તે દાહાડે.
તમે કેમ પસ્તાવો કરશો તે દાહાડે.
હમે ઈશૂને જોઈશું તે દાહાડે.

૨. બુદ્ધિ શીખો ઓ નાદાનો,
વિલંબ તમે કેમ કરો?
આજનો સમય મુલવાન ગણો,
કાલનો વાયદો ન રાખો.

કરો પાપીઓ પસ્તાવો,
કરો આજ જે જીવતા હો,
મોત છે પાસે નિશ્ચે જાણો,
કાલનો વાયદો ન રાખો.

આજ તો છે તમારા શવાસ,
આજ ઈશુની ગમ ફરો.
જ્યાં લગ શવાસ ત્યાં લગ આસ,
કાલનો વાયદો ન રાખો.

૩. કોની પાસે પાપીજન.
પામે મોટું મુકિતધન, હાજર હમેશ છે ઈશુ.

કોણ મટાડે મનનુ દુખ,
કોણ પમાડે મનનુ સુખ, હાજર હમેશ છે ઈશુ

પ્રભુ ઈશુ દયાવંત
તેથી જીવન છે અનંત, હાજર હમેશ છે ઈશુ.

તેપર લાવે જે વિશ્વાસ
તે જન પામે મુક્તિ આશ, હાજર હમેશ છે ઈશુ.

૪. માણસ ધૂલ છે ઘાસનું ફુલ છે,
જલદી તે કરમાય છે,
આજ તે આવે કાલ તે જાય,
ફુલના જેવા મરેછે.

જો અમીરને, જો ફકીરને,
બેઉને મરણ લેઈ જશે,
જબરા, નબલા જે જે હોય,
બેઉને પાડા દેશે તે.

જાગો જાગો ઓ પાપીઓ,
નરકથી બીશો નહી શું ?
પાપ છોડીને ખ્રીસ્ત પાસ આવો,
માફી પામી સકોછો,

હાલેલૂયા હાલેલૂયા,
મને મુક્તિ મલીછે,
પાપી ધૂલ છે ઘાસનુ ફુલ છે,
અનંતજીવન મારૂં છે.

(મહા કોપ થયો તે કળી કાળમાં જો. એ રાગે.)

૫. મહા મહિમાએ પ્રભુ ઈશુ આવશે જો,
પવિત્ર દુતોની તે ફોજ સાથે લાવશે જો. મહા૦

રણશિંગડાના નાદ ત્યારે વાગશે જો,
સરવે મુઆં તે મુડદાં ઉઠી જાગશે જો. મહા૦

બકરાં ગેટાંથી ત્યારે જુદાં પાડશે જો,
ત્યારે પાપી લોકો થર થર કાંપશે જો. મહા૦

કેશે પાહાડોને પડો પણ નહિ ઢાંપશે જો,
પાપીને પકડીને નરકમાં નાખશે જો. મહા૦

પાપી હાય હાય કરીને પોકારશે જો,
તે દુઃખમાંથી કદી નહિ કહાડશે જો. મહા૦

પ્રભુ પોતાના લોકને બોલાવશે જો,
અનંત સુખનો તે વારસો આપશે જો. મહા૦

પ્રભુ ઈશુ પર વિશ્વાસ જે રાખશે જો,
તેને આસ્તે સ્વર્ગનું સુખ ચાખશે જો. મહા૦

ગર્ભાવલી.

૬. ગાતાં ગાતાં બધા આવો,
અમર રાગનાં ગીતો ગાઓ;
દેવનો મોટો પ્રેમ વખાણો,
તેનાં મોટાં કામો માનો. ૧

બાપના પ્રેમે ખબર લીધી,
ખ્રીસ્તને એવી આજ્ઞા દીધી;
ડુબેલાના તારનાર થાઓ,
પાપીઓના ઉદ્ધાર લાવો. ૨

મોતના માર્ગથી તેમને વારો,
વૈરીઓના હાથથી તારો;
સતના ધારાઓ જણાવો,
સુખને ચીલે તેમને લાવો. ૩

હવે પાપી લોકો, માનો,
એનો પૂરો ઉદ્ધાર જાણો;
હર્ખે પ્રેમની વાતો ઝાલો,
હર્ખે પ્રેમની સલ્લા પાળો. ૪

આવો ને ભરોસો રાખો,
ખ્રીસ્ત પર જીવનો બોજો નાંખો;
તે તમારાં દુ:ખો લેશે,
ને તમોને શાંતિ દેશે. ૫

હે યહોવા તારી વાણી,
અમે સાંભળી અને માની;
તું આપે તે અમે લઈએ;
તું માગે તે અમે દઈએ. ૬.

કાવ્યાર્પણ.

૭. પાપનાં કલંક ધોશે કોણ?
મન મારૂં શુદ્ધ કરશે કોણ?
ઈશુનું લોહી છે વેતું.

અમુલ્ય છે આ ખુન,
જેથી હું શુદ્ધ થાઉં,
હું બીજું શું શોધું?
ઈશુનું લોહી છે વેતું.

૮. હાહા આ લોહીથી સફાઈ છે,
બધા લોકોને સંભલાઓ,
તમે શુદ્ધ થાઓછો,
ઈશુના લોહીથી સફાઈ છે.

૯. આકાશી મુગટ જોઉં છું,
તે મુગટ છે તઈયાર,
તારે સારૂ. મારે સારૂ,
ને બધાને સારૂ.

૧૦. મારે સીધે મારે સીધે જીવ અર્પોછે તેણે,
હું પાપીને તુજ લોહીથી ખરીદયો છે મફ્તી.

૧૧. કેમ નથી કેમ નથી,
કેમ નથી આવતા ઈશુની પાસે.
કેમ નથી કેમ નથી,
મુકિત પણ મલશે જરૂર.
જલદી જલદી,
જલદી આવ ઈશુની પાસે.
જલદી જલદી,
મુકિત પણ મલશે જરૂર.

૧૨. તમે ઊઘાડો, ઊઘાડો,
ઈશુને માંહે તમે આવવા દો.
માંહે ચલકશે અજવાળું,
જયારે આવશે ઈશુ,
તેને માંહે તમે આવવા દો.

(બાલમ રે માનીતીને મોલે. એ રાગે.)

૧૩. આવો રે ઈશુની પાસે, ઈશુની પાસે,
પરમ સુખ થાશે. આવો રે ઈશુની પાસે.
ઈશુએ પ્રાયશ્ચિત્ત કીધું, બળીદાન દીધું. આવો રે૦
ઈશુએ જગત પોતે કીધો, જગત પોતે કીધો;
બદલો ભરી દીધો. આવો રે ઈશુની પાસે. ઈશુની૦
ઈશુએ રગત વહેવડાવ્યું, રગત વહેવડાવ્યું;
સઉને કામ આવ્યું. આવો રે ઈશુની પાસે. ઈશુની૦

ઈશુના રકતમાં નાવું, રકતમાં નાવું;
પરમ શુદ્ધ થાવું. આવો રે ઈશુની પાસે. ઈશુની૦
ઈશુ છે જગતને ત્રાતા, જગતને ત્રાતા;
મુકિતને દાતા. આવો રે ઈશુની પાસે. ઈશુની૦
ઈશુ છે જગતનો સ્વામી, જગતનો સ્વામી,
રહું શીર નામી. આવો રે ઇશુની પાસે. ઈશુની૦
ઈશુ પર વિશ્વાસ હું રાખું, વિશ્વાસ હું રાખું;
પરમસુખ ચાખું. આવો રે ઈશુની પાસે.
ઈશુ રે સેવક કર જોડે, સેવક કર જોડે;
સેવક કર જોડે બંધન તું તોડે. આવો રે ઈશુની૦

ગર્ભાવલી.

(મહા કોપ થયો તે કળી કાળમાં જો. એ રાગે.)
૧૪. યહુદા દેશ તણી તે શોભા ઘણી જો,
અવતાર લીધો તાંહાં તો જગને ધણી જો.
યહુદા દેશના તે બેથલેહમ ગામમાં જો,
અવતાર લીધો હતો તે ગભાણમાં જો. યહુદા૦

દેવ દુતોમાં તે આનંદ થાય છે જો,
પૃથ્વીમાં તે ખબર અપાય છે જો. યહુદા૦
નવો તારો દેખીને જાય છે જો,
પ્રભુ ત્રાતાને મળવા ધાય છે જો. યહુદા૦
તારો થંભ્યો તે ઘરમાં જઈને જો,
કીધી પૂજા અગર ધુપ દઈને જો. યહુદા૦
ચેતી સ્વપ્નમાં તાંહાંથી પાછા ફરયા જો,
આવ્યા મારગે હવે તો કારજ સરયાં જો. યહુદા૦
કહે વિશ્વાસી સત મારગે ચાલતાં જો,
નવ લાજો તો લોક દેખો ભાળતાં જો. યહુદા૦
ગર્ભાવલી.

૧૫. આવ પાપી આવ તું મારી સાથે ચાલ
આકાશી ઘેર હું જલદી જાઊં છું.

૧૬. ફોજ મુકતની ચાલે છે,
ઘેરવા સહુ જગતને,
સોહીને આગની ધજાથી,
લોક અચરત પામે છે.

પસંદ કરે ન લુગડાં,
છે એસપણ નામંજુર,
ને જેટલાં હમે કીધાં કામ,
નકામાં છે જરૂર.
પણ હું યુદ્ધમાં જાઊં છું,
જો બકે લોક તો શી ફીકર,
હું યુદ્ધમાં જાઊં છું.
મશી જે મુક્તિદાતા,
હમારો છે સરદાર,
યુદ્ધ બંધ થાય જ્યારે બધા લોક,
છે તેને તાબેદાર.

૧૭. હું મુક્તિનો છું સીપાઈ ને શોર મચાઊં છું,
હર્ષે હું પોકારીને કેમ શોર ન કરૂં હું,
રેહેનાર ઇશુ મારામાં સેતાન છે નીકળ્યો
જ્યારે ભરપુર છું સુખથી ત્યારે હું ગાઊંછું,
જેજે મશીહા તું મુક્તિદાતા છે.

૧૮. કેવી સભા ત્યાં થશે જયારે ઈશુ બોલાવે,
ત્યારે મલીશું હમે તેના પાશે.
મુકિત ફોજ પણ ત્યાં જશે.
બોરસદવાલા ત્યાં જશે.
રાણીપુરવાલા ત્યાં જશે.
હમારા હિંદૂ ત્યાં જશે.

૧૯. હું સૈતાનનો વૈરી છું,
હું છું મુકિતનો શીપાઈ. હાલેલુયા.
છું શત્રુ તેનો તે મારો,
હું છું મુકિતનો શીપાઈ, હાલેલુયા,
તેના હાથમાંથી હું છુટેલો,
તે ફંસાવે પણ ન જાઉં.

૨૦. મુકિત મલી મુકિત મલી મુકિત મલી એ મશી
તારા રકતથી શુધ્ધ થઈને મને મુકિત મલીછે.

૨૧. કેમ તઈયાર છો ? હા તઈયાર છું,
આ જગતથી જવાને.

૨૨. મિત્ર મારી પાસે છે બાંહોમાં,
તે સદા પાસે છે સીપાઈઓ બાંહોમાં,
મિત્ર મારી પાસે છે બાંહોમાં,
તે સદા પાસે છે બાંહોમાં.

૨૩. તારી પાછલ પાછલ હું ચાલું છું,
જે જગ્યા જે દેશા હુકમ આપે તું,
તારી પાછલ પાછલ હું ચાલું છું,
જે દેશાએ હુકમ તારો ઓ પ્રભુ.

૨૪. મારા મનમાં મારા મનમાં,
મારા મનમાં છે પૂર્ણ સૂખ,
જ્યારથી મને મુકિત મલી,
ત્યારથી મટયું બધું દુખ.

૨૫. મુક્તિ ફોજનો રથ હમે દોડાવીશું,
તેને કદીના રોકીશું.
તારી મદદથી ઓ પ્રભુ હમે દોડાવીશું.
આખા મનથી ઓ શીપાઈઓ તેને દોડાવો,
તેને કદી રોકોમાં.

મુક્તિ ફોજના રથપર જે ચડશે પાપીજન,
તેઓને મલશે માફી.

૨૬. તોપ ચલાઓ તોપ ચલાઓ,
મુક્તિ તોપ, શાસ્ત્ર તોપ,
પ્રાર્થના તોપ, શાક્ષી તોપ,
વારંવાર ચલાઓ,
આ મુક્તિ તોપથી બહુ મરી ગઆ વૈરી.
મુક્તિ તોપ વારંવાર ચલાઓ.
મુક્તિ ફોજની સાથે હું

આગલ આગલ ચાલું છું,
સેતાનથી ના ડરૂં છું, ને તોપ ચલાઉં છું.

૨૭. તમે નાસી જશો શું?
કદી નહી નાસીશું.
સેતાન સાથે લડીશું.
ને કદી નહી નાસીશું.

૨૮. બલવાન છે મુક્તિદાતા
છે શક્તિવાન ઈશુ.

૨૯. મુક્તિ ધજાના તલે આકાશ સુધી હું જાઉં.
મુક્તિ ધજાના તલે મોત સુધી જાઉં છું.
મુક્તિ ધજાની તલે હું મુક્તિને સંભલાવું.
મને મુક્તિ મલીછે હું સર્વદા પોકારૂંછું.

૩૦. પ્રેમ ફરે નહિ ઈશુનો, નહિ તે કરમાશે.
જો પણ ફૂલતણી શોભા બહુ આજ જણાશે,

તોપણ જોતાંમાં, કાલે કરમી સહુ જાશે.
થોડી વાર પછી, જૂઓ, તેનો ક્ષય થાશે.
પણ પ્રેમ૦ ૧

જોબન કાળ ઘણો દીપે, તાજા બળ સાથે,
સર્વ પ્રસંગે હર્ષ કરે, નહિલે દુઃખ માથે;
થોડા વર્ષ પછી બદલે, ગોથાં બહુ ખાતે;
પણ પ્રેમ૦ ૨

રાત્રિ વિષે તો ચંદતણી શોભા બહુ ભાસે,
પૂનેમ સુધી તો વધતાં, શુભ જ્યોતિ પ્રકાશે;
તો પણ તાંથી નિત્ય-ઘટી તેનો ક્ષય થાશે
પણ પ્રેમ૦ ૩

દીપે સુર્ય ઘણો ઊગતાં, ચળકે શુભ કાંતિ;
મધ્ય લગી જાશે ચડતો; નમશે ગતિ તાંથી.
તેનો વૈભવ લોપ થશે, તો અસ્ત થતાંથી;
પણ પ્રેમ૦ ૪

મોટા સિંધુતણા ભરતી, તે કેમ ભરેછે!
ચાલી તે ધમકાર થકી, બહુ જોર કરેછે;
તોય પછી, ત્યાં ઓટ થતે, જલ પાછું ફરેછે;
પણ પ્રેમ૦ ૫

સાંજે તો અતિ નમ્ર હવા મીઠી બહુ વાએ,
જીવ, જનાવર, માનવને તેથી સુખ થાએ;
તોય વિકાર થયે તેમાં તોફાન જણાએ;
પણ પ્રેમ૦ ૬

મિત્રોની અતિ પ્રીતિ ખરી; હોશે બહુ વાલાં,
તોય કદાચ અદૃષ્ટ થશે, દીસે મન ઠાલાં;
સ્નેહ તજી, રાખી શીખે મોડાં વિકરાલાં;
પણ પ્રેમ૦ ૭

સૃષ્ટિ વિકારે, ફૂલ ખરે, ને જોબન જાશે,
ચંદ્ર ઘટે, શુભ સૂર્ય નમે, ને સિંધુ ફરાશે,
મીઠા વાની આંધી થશે, મિત્રો બદલાશે.
પણ પ્રેમ૦ ૮

કાવ્યાર્પણ.

૩૧. ખ્રીસ્ત સર્વ રાય છે, ખ્રીસ્ત પાસ ન્યાય છે.
શોધમાં ન ચૂકશે, કોઈને ન મૂકશે;
પાપ પુણ્ય તોલશે, ન્યાય વાક્ય બોલશે;
પાપ દંડ તે કરે, પુણ્ય તાજ તે ધરે. ૧

દુષ્ટને વિદારશે, દીનને ઊગારશે;
નમ્રને ઉઠાડશે, ગર્વ સર્વ પાડશે.
ખ્રીસ્તથી ડરૂં ઘણું, ખ્રીસ્ત નાથ છે ગણું.
ખ્રીસ્ત વાત હું શીખું, ખ્રીસ્ત વાટ ના મુકું. ૨

ખ્રીસ્તમાં દયા ઘણી, તેજ પ્રાણનો ધણી;
દીનનેજ તારશે, ભાવના વિચારશે,
પાપ બોજ પાડશે, દુષ્ટ ભાવ કાડશે,
દુષ્ટતા ઘટાડશે, દોષ સૌ મટાડશે. ૩

ખ્રીસ્ત પાસ જાય જે, નિત્ય શુદ્ધ થાય તે;
શુદ્ધ નામ જાણશે, શુદ્ધ નેમ માનશે.
ખ્રીસ્ત પાસ હું જઉં, પૂર્ણ શુદ્ધ હું થઉં.
ખ્રીસ્ત પાય હું પડૂં, ખ્રીસ્ત ભાવ હું કરૂં. ૪

કાવ્યાર્પણ.

૩૨. ઈશુના લોહીથી છું બરફ જેવો સફેદ,
ઈશુના લોહીથી છું બરફના જેવો હું સફેદ.

૩૩. જૈ જૈ ઓ મશીહા,
જૈ જૈ ઓ સ્વામી.
તું પવિત્ર આત્મા મોકલ,
તારી મુકિત ફોજમાં.
તું પવિત્ર આત્મા મોકલ,
તારી ફોજમાં.

૩૪. માંહે આવ પ્રભુ માંહે આવ,
મન મારામાં તું વશ.
માંહે આવ ને પાપથી શુદ્ધ કર.
તું મારાથી નાખશ.

૩૫. ઈશુ ઈશુ હાજર હમેશા, છે ઈશુ.

૩૬. હાલેલૂયા હાલેલૂયા હાલે લૂયા થાય ઈશુનો.

૩૭. હું બેઠો છું અહીં ખાવાને,
કર મદત તું શીપાઈઓની.
તન મનનું હમણા ભોજન દે,
કે શૌરયથી હમે લડીએ.

૩૮. હર ગામ ને દેશમાં સેતાન છે.
પણ મુકિતફોજ જીતી લેશે-તર્તાતર્ત!
ઈશુને સાથે લડીશ,
લડીશ, લડાશ!

હર ગામ ને દેશમાં હું મલીશ,
ને તેને સાથે લડીશ,
લડીશ, લડીશ,
મોત સુધી સદા લડીશ.

ઈશુની પાસે આવો!
આવો, આવો!
ઇશુની પાસે જલદ આવો,
ને પાપની માફી પામો,
પામો, પામો,
તર્ત પાપની માફી પામો.

ઊત્તર દક્ષન લડીશ સૈતાન સાથ
ને પૂરબ પછ્મ, દિનોરાત—તર્તાતર્ત!

હમારી ફિકર એકજ છે,
કે બધા લોક મુકિત પામે—તર્તાવર્ત!

જો હમણા માફી પામે કોઈ,
તો આપે સાક્ષી પોતાની—તર્તાતર્ત!

પુરૂશ ને ઈસ્ત્રી, છોકરો પણ,
સિપાહી થાય હરએક જન—તર્તાતર્ત!

નકામાં માલા ને તસબી,
હું છોડીશ લોલક ને બંગલી—તર્તાતર્ત!

હું છોડીશ અફીન ને દારૂ,
ને છીંકની હુકા ને તમાકૂ—તર્તાતર્ત!

૩૯. હું સૂલીનું સિપાહી છું,
ને ચેલો ઈશુનું,
કેમ તેને નાકબૂલ કરૂં,
તેને શર્માશ શું?

૪૦. જીલો, જીલો, સિપાઈઓ,
આ મુકિત ધજાને,
મૌત સુદી સર્વદા લડો
તમે તેની તલે.
હયાં હમે સદા રોપીશું,
આ મુકિત ધજાને,
મૌત સુધી સદા લડીશું
હમે તેની તલે.

૪૧. આકાશી દેશમાં ચાલુંછું–આવશો શું?
પ્રિય તાર્ણાર ત્યાં જોઇશ હું–આવશો શું?
લાખો તે દેશમાં ગયાછે,
સર્વ દુખોથી છુટયા છે,
લાખોને માટે જાગા છે,–આવશો શું?

૪૨. પ્રભુ કેટલું રડવું,
જયારે તારો પડશે.

૪૩. ઈશુના મુલવાન લોહીથી,
હું શુધ થાય જું છું,
હા બરફથી છું સફેદ.
મુક્તિ માગી મુક્તિ પામો.

૪૪. જયાં તું જાએ છે હું આવીશ,
અંત સુધી હું જલદ આવીશ.

---